# નવા દેશમાં ઘર

છેવટે કાર્લ એરિક અને એના પરિવારે સ્વીડનથી મિનેસોટાની એના નવા ઘર સુધીની લાંબી યાત્રા પૂરી કરી. પણ કાર્લ એરિકે જોયું કે યાત્રા સમાપ્ત થયા પછી પણ એક નવું સાહસ એની રાહ જોઈ રહ્યું હતું. એને એક નવી સ્કૂલમાં હાજરી આપવી પડશે જ્યાં બધું ભણતર અંગ્રેજીમાં થશે. એના સૌથી નિકટના પાડોશી ઇન્ડિયન્સ છે. અને જયારે એના પિતા કામ કરવા માટે દૂર શહેરની યાત્રા પર હશે ત્યારે કાર્લ એરિકને ઘરકામના પડકારોનો સામનો કરવો પડશે - જેમાં પરિવારને ખવડાવવાનું પણ સામેલ હશે. શું કાર્લ એરિક ક્યારેય એના નવા દેશમાં એના વતન જેવી લાગણી અનુભવી શકશે?



# 1. મિનેસોટા



કાર્લ એરિકે એની આંખો ખોલી અને એણે એ અજાણ્યા રૂમમાં ચારે બાજુ જોયું.

એ હવે એક સ્વપ્ન ન હતું.

સ્વીડનથી લાંબી, મુશ્કેલ યાત્રા હવે સાચે સમાપ્ત થઈ ગઈ હતી.

હવે એ મિનેસોટામાં હતો!

એની કાકી સારા એને જોઈને સ્મિત કરી રહી હતી.

"તને બહુ ભૂખ લાગી હશે," કાકીએ કહ્યું.

કાકીએ એને ગરમ કોર્નબ્રેડની એક મોટી સ્લાઈસ પર માખણ લગાવીને આપી.

એણે એને માટે એક કપમાં દૂધ રેડયું.

કાર્લ એરિકે બહુ ઉત્સુકતાથી ખાધું-પીધું. ઘણા સમય પછી એણે એટલું સરસ ચાખ્યું હતું.

એના સ્ટીના એના પિતરાઈ ભાઈ પાસે આવી.

બે વર્ષ પહેલા એ અમેરિકા આવી હતી, ત્યારથી એણે કાર્લને જોયો ન હતો.

"શું એ સાચું છે કે સ્વીડનમાં તું ઝાડના છાલમાંથી બનેલું બ્રેડ ખાતો હતો?" એનાએ પૂછ્યું.

"હા," કાર્લ એરિકે કહ્યું. "અમે સ્વીડનમાં ભૂખ્યા મરી રહ્યા હતા. અમારી પાસે બસ એ જ બચ્યું હતું."



"ઠીક છે, હવે તું ઘઉં અને મકાઈની રોટલી, અને મેપલ સીરપ ખા," એના સ્ટીનાએ ખુશીથી કહ્યું. "અને તું અમારી સાથે ત્યાં સુધી રહીશ જ્યાં સુધી તું તારી પોતાની કેબીન બનાવી નથી લેતો. આવ, હું તને બધું દેખાડું છું."





કાર્લ એરિક એની પિતરાઈ બહેનની પાછળ બહાર ગયો.

"શું આપણે પાડોશી બનશું?" એણે એનાને પૂછ્યું.

"કદાચ આપણે બનશું," એનાએ સ્મિત કરતા કહ્યું. "પાપા તળાવને પાર કોઈ સારી જમીન વિષે જાણે છે. એ હમણાં તારા પિતાને ત્યાં લઈ જઈ રહ્યા છે!"

# 2. ફ્રી હોમસ્ટેડ લેન્ડ



કાર્લ એરિકના પિતાએ વેગનમાંથી નીચે ફૂદકો માર્યો.

એણે હવામાં એક કાગળ લહેરાવ્યો.

"મેં એક દાવો કર્યો છે," એણે બૂમ પાડી.

"મિનેસોટાની 160 એકર જમીન પર આપણે બસ એક કેબીન બનાવવાની છે અને થોડી જમીન સાફ કરવાની છે," એણે કહ્યું, "પછી પાંચ વર્ષમાં એ આપણી થઈ જશે!"



"લોગીંગ કેમ્પમાં કામ મળી રહ્યું છે," એક્સલ કાકાએ એની પત્નીને કહ્યું.

"એ એક દિવસની એક ડોલર મજૂરી આપી રહ્યા છે! હું એનાથી એક ઘોડો ખરીદી શકીશ જેની આપણને બહુ જરૂર છે. અને એન્ડર્સ એની કેબીનના નિર્માણ માટે ખીલા અને બારીઓ લેવા માટે જરૂરી પૈસા કમાઈ શકે છે. પણ અમે લાંબા સમય માટે ઘરથી બહાર રહેશું."

"અમે અહીંનું કામ સાંભળી લેશું," સારા કાકીએ કહ્યું.

જે દિવસે એ લોકો શિબિર જવા નીકળ્યા, કાર્લ એરિકના પિતા એને એક તરફ લઈ ગયા.

"જો, જયારે અમે અહીં નહીં હોઈએ," એણે કહ્યું, "તો તારેજ ઘરની દેખભાળ કરવી પડશે. તારે મહિલાઓની મદદ કરવી પડશે અને જાનવર પકડવાના છટકાંની દેખભાળ કરવી પડશે જેનાથી ખાવા માટે ભોજન મળી શકે."



કાર્લ એરિકને એની જવાબદારી સાંભળીને ગર્વ થયો. પણ એના પિતા અને કાકાના ચાલ્યા ગયા પછી એને બહુ કામ કરવું પડ્યું.

એને રોજ ગાયને દોહવી પડતી હતી.



જાનવરોને ખવડાવવું પડતું હતું.



એને લાકડાં અને પાણી લાવવા પડતા હતા.



ક્યારેક જોનાસ એની સાથે જતો હતો. રોજ રાતે કાર્લ એરિક શિકાર પકડવા જાળ બીછાવતો હતો, પણ રોજ સવારે એ એને ખાલી જોતો હતો.



"ચિંતા નહીં કર," સારા કાકીએ એને કહ્યું. "આપણી પાસે ઘણા બટાકા છે."

# 3. સ્કૂલ

બાળકોએ બહુ તેજીથી બટાકા ખોદવાનું કામ શરુ કર્યું. કારણકે થોડા જ દિવસોમાં એની સ્કૂલ ચાલુ થવાની હતી.

"આપણે ત્યાં કોઈ સ્કૂલ નથી," સારા કાકીએ કાર્લ એરિકની માઁ ને કહ્યું.

"અહીં સ્કૂલ એક ખેતરમાંથી બીજા ખેતરમાં ચાલુ થાય છે. આ વખતે સ્કૂલ ઓલ્સનના ખેતરમાં શરુ થશે."





ઓલ્સન ફાર્મ જવા માટે લાંબે સુધી ચાલવાનું જરૂરી હતું - તળાવને ફરીને અને જંગલ પાર કરીને.

"જો," એના સ્ટીનાએ એક દિવસ સવારે કહ્યું. એણે તળાવને કિનારે એક ટેપી (શંકુ તંબુ) તરફ ઈશારો કર્યો.

"આપણા નજીકના પાડોશી ત્યાં રહે છે." કાર્લ એરિક મોં ફાડીને હાંફવા લાગ્યો.

"પણ ટેપીમાં તો ઇન્ડિયન લોકો રહે છે!" એણે કહ્યું.

"અને ઇન્ડિયન, લોકોની ખોપરીની ચામડી ઉતારી લેય છે!"

"તેં આ ક્યાં સાંભળ્યું?" એણે પૂછ્યું.

"સ્વીડનમાં લોકો એવું જ કહે છે, " કાર્લ એરિકે કહ્યું.





"પણ અહીંના લોકો કહે છે કે ઓજીબવે ઇન્ડિયન સારા પાડોશી છે," એની પિતરાઈ બહેને કહ્યું.

મિસ લિન્ડ દરવાજા પર રાહ જોઈ રહ્યા હતા. કાર્લ એરિકે એની ટોપી ઉતારી. એણે એની નવી શિક્ષિકાને નમન કર્યા અને સ્વીડિશમાં એનું અભિવાદન કર્યું.

ત્યાં એણે અંદર કોઈને હસતા સાંભળ્યો.

"આ એક અમેરિકી સ્કૂલ છે," મિસ લિન્ડે કહ્યું. "અહીં અમે ફક્ત અંગ્રેજી જ બોલીયે છીએ."



"અહીં બેસો," મિસ લિન્ડે કહ્યું.

"તું રાલ્ફ સાથે એક પુસ્તક વાંચજે."



કાર્લ એરિકે સ્વીડિશમાં વાંચતા શીખ્યું હતું. એ રાલ્ફના પુસ્તકના અક્ષરોમાંથી કોઈ એવો શબ્દ બનાવી ન શક્યો જે એ જાણતો હોય.

એ અપરિચિત શબ્દોને ઘૂરવા લાગ્યો. "મંદબુદ્ધિ સ્વીડ!" રાલ્ફ બબડયો.

જયારે મિસ લિન્ડ ફરી, તો એણે એરિક્નો એક બૂટ ઉપાડયો અને એને ખુલ્લી બારીમાંથી બહાર ફેંકી દીધો.

કાર્લ એરિકનો ચહેરો તમતમવા લાગ્યો. એણે રાલ્ફને મારવા હાથ ઉગામ્યો.

મિસ લિન્ડ પાછળ ફરી.

"નહીં!" એણે ચીસ પાડી.

"બહુ થયું!"



કાર્લ એરિકને બપોરના વિરામમાં પણ ક્લાસમાં રહેવું પડયું.

મિસ લિન્ડ નિષ્પક્ષ નથી, એણે વિચાર્યું.

પણ ત્યાં એણે કંઈક જોયું.

રાલ્ફ બીજા બાળકો સાથે રમતો ન હતો.

એ લાકડા કાપી રહ્યો હતો.

મિસ લિન્ડે એને પણ સજા કરી હતી.

એક છોકરો બારી પાસે આવ્યો.

"રાલ્ફનું સાચું નામ રોલ્ફ છે," એણે કહ્યું.

"એ પણ આપણી જેમ સ્વીડનથી છે. એ ભૂલી ગયો છે કે અમેરિકામાં નવા થઈને આવવું કેવું લાગે છે, પણ હું નથી ભુલ્યો.

મારુ નામ હેનરિક ઓલ્સન-હેન્રી છે. લે, મારી થોડી મેપલ ખાંડ ખા."

"ટક!" કાર્લ એરિકે કહ્યું. "આભાર!"

કાર્લ એરિકને ખબર હતી કે એ મૂરખ ન હતો. એ પણ રાલ્ફને પાઠ ભણાવશે!

એ પહેલાથી ગણિતની સંખ્યાઓમાં પારંગત હતો. હવે એ અંગ્રેજી શીખવામાં પણ ખૂબ મહેનત કરી રહ્યો હતો.

મિસ લિન્ડે એને એક ચોપડી ઉછીની લેવા દીધી.





એણે ઘરના લાંબા રસ્તામાં એના સ્ટીના માટે ચોપડીમાંથી વાંચ્યું.

એનું કામ કરતી વખતે પણ એ ચોપડીમાંથી વાંચતો હતો.



"તું શિકારના છટકાં સાથે એટલો ચતુર નથી,"
જોનાસે કહ્યું.

"તું ચિંતા નહીં કર," કાર્લ એરિકે કહ્યું.

પણ જોનાસ છટકાં વિષે સાચો હતો.

જયારે કાર્લ એરિકે છટકાંના સ્થાન બદલ્યા અને એમાં જૂદા-જૂદા પ્રલોભનો મૂક્યા, તો પણ એ કોઈ શિકાર પકડી ન શક્યો.



એક દિવસ કાર્લ એરિકે એની માઁ માટે વાંચ્યું. એ થોડાક જ શબ્દો સમજી શકી પણ એણે સ્મિત કર્યું અને કહ્યું કે એ એના સ્ટીના જેવો જ હોશિયાર હતો.



એ ઘરની જવાબદારી કેવી રીતે ઉઠાવી શકે!

એના પિતા અને કાકા શું કહેશે?

# 4. આગંતુક

કાર્લ એરિક હવે રાલ્ફ જેટલી ઝડપથી અંગ્રેજી વાંચી લેતો હતો.

મિસ લિન્ડ બહુ ખુશ થયા. એણે કાર્લને હેનરિકની પાસે બેસવા દીધો.



હવે દિવસો ઠંડા અને અંધારિયા થતા ગયા. જમીન પર બરફની જાડી ચાદર બિછાઈ ગઈ હતી.

ઘરના મરદોને જઈને ત્રણ મહિનાથી વધારે સમય થઈ ગયો હતો.



એક સવારે કાર્લ એરિકને છોડીને બધા લોકો શહેર ગયા હતા.

એ તાપણું અને જાનવરોની સંભાળ લેવા ઘર પર જ રહ્યો હતો.

એ તાપણાંમાં લાકડાં નાખી રહ્યો હતો
કે અચાનક રૂમમાં અંધારું થઈ ગયું.
બારીને કોઈ ઢાંકી રહ્યું હતું. કાર્લ એરિકે
નજીકથી જોયું અને એ હાંફવા લાગ્યો.
એણે એ ચહેરો જોયો જે એને ઘૂરી રહ્યો
હતો! કાર્લ એરિક ડરથી થીજી ગયો.
એક ઇન્ડિયન!





શું એ ઇન્ડિયન એની ખોપરીની ખાલ ઉઘેડવનો હતો? કાર્લ એરિક મુશ્કેલીથી શ્વાસ લઈ શક્યો. પણ એણે પોતાનો ડર ન દેખાય એવી કોશિશ કરી. એ ઇન્ડિયનની પાછળ-પાછળ બહાર ગયો.



દરવાજો ધીરેથી ખુલ્યો. ઇન્ડિયન ગરમાવા માટે તાપણાં પાસે ગયો. પછી એ દરવાજા તરફ ગયો. એણે કાર્લ એરિકને એની પાછળ આવવાનો ઈશારો કર્યો.

એ માણસે થોડા પથ્થર ઉઠાવ્યા અને જમીનમાં દાટી દીધા. એ શું કરી રહ્યો છે? એરિકે વિચાર્યું. પછી એ માણસે પથ્થરને ખોદીને બહાર કાઢ્યા અને એને ખાવાનું નાટક કર્યું. અચાનક કાર્લ એરિક સમજી ગયો! ઇન્ડિયન બટાકા ચાહતો હતો! હવે એણે શું કરવું જોઈએ?



કાર્લ એરિક જાણતો હતો કે સ્વીડનમાં સારા પાડોશી હંમેશા એક-બીજાની મદદ કરતા હતા, અને એના સ્ટીનાએ એને જણાવ્યું હતું કે ઓજીબવે સારા પાડોશી હતા.





એ રાતે કાર્લ એરિકે સારા કાકીને બધી ઘટના કહી સંભળાવી. "તેં બહુ બરાબર કર્યું," એણે કહ્યું. "તેં આપણા પાડોશી ને બટાકા આપીને બહુ સારું કર્યું."

કાર્લ એરિક એ માણસને બટાકાના કોઠારમાં લઈ ગયો. ઇન્ડિયને એનો કામળો બટાકા થી ભર્યો. એણે કાર્લ એરિકને કંઈક કહ્યું અને એના ગોરા વાળને સહલાવ્યા અને હસ્યો. એ પછી એ જંગલમાં પાછો ફર્યો.



# 5. ઉપહાર

આખરે સ્કૂલનું સત્ર સમાપ્ત થયું.

નાતાલ આવી રહી હતી!

મહિલાઓ નાતાલની એવી રીતે જ તૈયારી કરી રહી હતી જેમ એ સ્વીડનમાં કરતી હતી - મીણબત્તી બનાવવાની, વાસણોને ધોવાના, જમીન સાફ કરવાની અને ખાવાનું બનાવવાનું.



કાર્લ એરિક અને એના સ્ટીનને જંગલમાં નાતાલ માટે એક સરસ ઝાડ મળ્યું. જોનાસ એને કાપવા માટે એની સાથે ગયો. પિતરાઈ ભાઈઓએ ચિચિયારી સાંભળી અને ઉપર જોયું.



એક ઇન્ડિયન ટોબોગન (બરફ પર સરકવાની સાંકડી ગાડી) ની મદદથી નીચે સરકી રહ્યો હતો. બે બાળકોએ એને પાછળથી પકડયો હતો. એ હસી રહ્યા હતા અને ચીસ પાડી રહ્યા હતા.



"એ ડીયર હન્ટર અને એના છોકરા છે," એના સ્ટેનાએ એના પિતરાઈ ભાઈઓને કહ્યું. "ઓહ! આ એ જ ઇન્ડિયન છે જે બટાકા લેવા આવ્યો હતો!" કાર્લ એરિકે કહ્યું. "હું એનાથી ગભરાયો શું કામ હતો?"

એ રાતે કાર્લ એરિકની માઁ એ ઘરેથી લાવેલી અને ખજાનાથી ભરેલી પતરાની પેટી ખોલી.

એણે થોડા દિલ આકારના કાગળ કાઢ્યા.

"શું તમને આ યાદ છે?" માઁ એ પૂછ્યું.

"ઓહ હા!" જોનાસે કહ્યું. "મેં જ એ બનાવ્યા હતા! શું હું એને ઝાડ પર લટકાવી શકું છું?"

"તું એ જરૂર કરી શકે છે," સારા કાકીએ કહ્યું.

"અને એના સ્ટીના તમને દેખાડશે કે કેવી રીતે પોપકોર્ન બનાવાય અને એને દોરામાં પરોવાય. જેમ અમેરિકાના લોકો કરે છે."



કાર્લ એરિકે બહાર અવાજ સાંભળ્યો.

શું એ એના પિતા અને એક્સલ કાકા હોઈ શકતા હતા?

દરવાજો ખોલતા અને બહાર જોતા કાર્લ એરિકનું હૃદય જોરથી ધડકવા લાગ્યું.





એનો પગ કોઈ વસ્તુ સાથે અથડાયો. એ માંસનો એક મોટો ટૂકડો હતો!

"આ ક્યાંથી આવ્યો છે?" એણે પૂછ્યું. સારા કાકી હસ્યાં અને એને આલિંગન કર્યું.

"ઓહ કાર્લ એરિક, શું તું અનુમાન નથી કરી શકતો? તેં આપણા સારા પાડોશીને બટાકા આપ્યા હતા, અને હવે એ લોકોએ આપણને આ માંસ આપ્યું છે. આપણી નાતાલની ઉજવણી બહુ શાનદાર થશે!"

બરફ પર ચાંદની ચમકી રહી હતી. એણે દૂરથી કોઈને જંગલમાં ગાયબ થતો જોયો.

# 6. નાતાલ

કેબીનમાં દેવદારની ડાળીઓ, તાજી પકવેલી ઘઉંની રોટલી, ચોખાની ખીર, અને એલચીની સુગંધ આવી રહી હતી. "આ સ્વીડિશ નાતાલની સુગંધ હોય એવું લાગે છે," માઁ એ નિસાસો નાખ્યો. "બહુ અફસોસની વાત છે કે એન્ડર્સ અને એક્સલ અત્યારે આપણી સાથે નથી." એણે શેકેલા માંસની થાળી ટેબલની વચ્ચે  રાખી દીધી. સારા કાકીએ પ્રાર્થનાનું નેતૃત્વ કર્યું. "હે ઈશ્વર, અમને સુરક્ષિત રાખવા બદલ તમારો ઘણો આભાર. કૃપા કરીને અમને બધાને જલ્દી સાથે લાવજો..."



અચાનક કેબીનનો દરવાજો ખુલ્યો.

ઠંડી હવાનો એક ઝોંકો આવ્યો અને બરફમાં ઢંકાયેલા બે માણસો બહારથી અંદર આવ્યા.

"જરા જુઓ!" એમાંથી એક માણસે બૂમ પાડી. "અમે મરી ગયા છીએ અને સ્વર્ગમાં આવી ગયા છીએ!"

"એન્ડર્સ! એક્સલ!" સારા કાકીએ બૂમ પાડી.

બંને માણસોએ એના કોટ પરથી બરફ

ખંખેર્યો.

બાળકોએ ભીના બુટ કાઢવામાં

એની મદદ કરી.

બધા એક-બીજાને ભેટ્યા.

એ હસી રહ્યા હતા અને

વાતો કરી રહ્યા હતા.



ત્યાં એક્સલે માંસની મોટી થાળી જોઈ.

"આ શું છે? એણે આશ્ચર્યથી પૂછ્યું.

"શેકેલું હરણ!" એની પત્નીએ કહ્યું. "તમે એને માટે કાર્લ એરિકનો આભાર માની શકો છો."

કાર્લ એરિક શરમાઈ ગયો અને નીચે જોવા લાગ્યો. એણે એના ખાલી છટકાં અને ઇન્ડિયનને આપેલા બટાકા વિષે વિચાર્યું.



"શું?" એક્સલ કાકાએ હસીને કહ્યું.

"શું એ છોકરાને એના ખિસકોલીના છટકાંમાં હરણ મળ્યું?"

જો એના પિતા અને એક્સલ કાકા એને ગુસ્સો કરશે તો?

જ્યારે એ જમી રહ્યા હતા ત્યારે સારા કાકીએ બંને માણસોને એ બધું જણાવ્યું જે એની ગેરહાજરીમાં ઘટ્યું હતું. "કાર્લ એરિક," એના કાકાએ કહ્યું, "મારી સામે જો."

કાર્લ એરિકે ધીમેથી એનું માથું ઉપર કર્યું. એક્સલ કાકા સ્મિત કરી રહ્યા હતા!

"તેં બહુ સરસ કામ કર્યું છે," એણે કહ્યું, "અમને તારી ઉપર બહુ ગર્વ છે."







"હવે સૂવાનો સમય થઈ ગયો છે," સારા કાકીએ કહ્યું.

"પણ માઁ," એના સ્ટીનાએ કહ્યું, "અમારે અમારા સ્ટોકિંગ્સ (પગના મોજા) લટકાવવાના છે!"

"પણ મારા સ્ટોકિંગ્સ ભીના નથી," જોનાસે કહ્યું.

"તું જોઇશ!" એના સ્ટીના હસી.

સવાર થતાં જ જોનાસે કાર્લ એરિકને જગાડયો.

"જો! આપણા સ્ટોકિંગ્સમાં સફરજન અને મીઠાઈઓ છે!"

જોનાસે બૂમ પાડી.







બહાર હજી અંધારું હતું. બંને માણસો બળદને સ્લેઈ (બરફગાડી) સાથે જોડી રહ્યા હતા. એણે ગાડીને ઘાસથી ભરી દીધી.

"આમાં બેસો!" એક્સલ કાકાએ બૂમ પાડી, અને એમને એક રીંછના ચામડાંમાંથી બનેલા ડગલામાં વીંટી દીધા.

ઊંડા બરફમાંથી એ આગળ વધ્યા, અંધારા જંગલમાં એની સ્લેઈ ગાડીની ઘંટડીનો એકમાત્ર અવાજ હતો.

એના પરિવારની હૂંફથી ઘેરાયેલો કાર્લ એરિક ખુશ હતો. એના નવા દેશમાં, એને ઘરનો અનુભવ થયો.



જેવા એ શહેર પાસે આવ્યા, કાર્લ એરિકે ચર્ચની બહાર બરફમાં ખોસેલી ટોર્ચની ટમટમતી રોશની જોઈ. એણે અંદરથી જૂના સ્વીડિશ નાતાલના ભજન ગાવાનો અવાજ સાંભળ્યો. એણે એના નવા મિત્ર હેનરિકને જોયો.



# લેખકની નોંધ

1868-69 ના "ભૂખમરાના વર્ષો" દરમ્યાન, 50,000 થી વધારે સ્વીડિશ લોકો અમેરિકા આવ્યા. મોટા ભાગના લોકો શહેરમાં નોકરી શોધવા અથવા નવા નિવાસસ્થાન અધિનિયમ અંતર્ગત મુક્ત ભૂમિમાં ખેતી કરવા પશ્ચિમ તરફ ગયા. ઘણા લોકો મિનેસોટામાં વસી ગયા, જેણે એને સ્વીડનના જંગલો અને તળાવોની યાદ અપાવી. ઘણીવાર ત્યાં એના મિત્ર અથવા પરિવાર હતા જે એને મદદ કરતા હતા. 1870 સુધી લગભગ 20,000 સ્વિડીશભાષિ બિનનિવાસીઓએ મિનેસોટામાં પોતાના સમુદાયો અને ચર્ચ બનાવ્યા હતા. જોકે, અમેરિકી સ્કૂલોમાં, બિનનિવાસી બાળકોને કક્ષામાં અને ખેલના મેદાનમાં અંગ્રેજી બોલવું અનિવાર્ય હતું. સમયની સાથે-સાથે, અન્ય બિનનિવાસી સમૂહોની જેમ જ સ્વીડનથી આવેલા લોકોએ એની નવી ભૂમિની ભાષા અને રીતિ-રિવાજોને અપનાવ્યા, પણ એ એની માતૃભૂમિની ભાષા અને રીતિ-રિવાજોને સંપૂર્ણપણે ક્યારેય ભૂલ્યા નહીં.

સમાપ્ત